# ભજન સંગ્રહ

યાને

# પ્રભુની પ્રાપ્તિ




સંપાદક :

કૃષ્ણદાસ ગડેચરદાસ

હનુમાન શેરી, ભરૂચ.

શ્રવણં મંગલં કથનં મંગલં
ચરિતં મંગલં ધ્યાનં મંગલં
સ્મરણં મંગલં સર્વં મંગલં
નૌમી શંભુતં વિશ્વેશ્વરમ

---

[illegible]

[illegible]

ભક્તરાજ **ચિમનલાલ મોતીલાલ હ્હેરીએ**
ઘણીજ મદદ તેમજ સેવા આપી છે માટે તેમનો
ઘણોજ અંતઃકરણપૂર્વક આભાર.

॥ हरि ॐ ॥



# ભજન સંગ્રહ

યાને

# પ્રભુની પ્રાપ્તિ.

સર્વમાં પ્રસરી રહ્યો લેપ વિના અસંગ,
દાસ કૃષ્ણ રૂપ ખાંડમાં બહાર અંદર એકરંગ.

લેખક: "કૃષ્ણ"

ભક્ત ભક્તિ ભગવંત અરૂ ચોથા ગુરૂ જાન,
નામ રૂપમાં ફેર છે સ્વરૂપમાં એક માન.

પ્રકાશક:

જયાગૌરી કૃષ્ણદાસ

હનુમાન શેરી, ભરૂચ.

સંવત ૧૯૯૬ ] [ સને ૧૯૪૦



प्रज्ञानं ब्रह्म (ऋग्वेद)

( બ્રહ્મ જ્ઞાનસ્વરૂપ છે. )

अयमात्मा ब्रह्म (अथर्ववेद)

( આ આત્મા બ્રહ્મ છે. )



अहं ब्रह्मास्मि (यजुर्वेद)

( હું બ્રહ્મ છું. )

( તે તું છે )

तत्त्वमसि (सामवेद)

મુદ્રક: બિહારીલાલ આઈ. મામલતદારના

મુદ્રણસ્થાન: શ્રી જ્ઞાનોદય પ્રિન્ટીંગ પ્રેસ,
૫૨૫, નવાડહેરા રોડ-ભરૂચ.

૧૦૦૦, ૩-૪૦

# સ્તુતી.

સકળ સંપત્તિ સિધ્ધીના એક દાતા,
મહા કાળના કાળ છો શિવ ત્રાતા.

પ્રણવ તત્વ રૂપે વસ્યા શિવ સ્વામી,
નમુ સદગુરૂ શિવાનંદ નમામી.

નિરાકાર સાકાર રૂપે રહ્યા છો,
સકલમાં મહા તત્વ રૂપે વસ્યા છો.
બ્રહ્માનંદ રૂપે રહ્યા છો વિરામી—નમુ૦

કદી બ્રગુપુરે, કદી ઓરી ભુમે,
સહુ પ્રાણીમાં, શુદ્ધ ચૈતન્ય રૂપે.
ગજેરાની ભુમીના, છો પ્રકાશી—નમુ૦

શંભુ ઇષ્ટ દેવા, મહાદેવ દેવા,
દયા દાન દેજો, અચલ ભકિત મેવા.
કૃષ્ણ દાસના છો, મહા સુખકારો—નમુ૦

રહી સાથમાં, ભકતના દુઃખ કાપ્યા,
ચમન ચંદુ ને, કુલજી મુકત કહાવ્યા.
બધા સાથમાં, બોલીએ છે પ્રણામી—નમુ૦

વિદેહ કૈવલ્ય, થયા છો વદ ચોથે,
ભેગા થઇને, ભાવ લાવીજ ઓથે,
અભી—મુકતેશ્વરનું, સ્થાન પામી—નમુ૦

# નર્મદા સ્તોત્ર.

સબિંદુ સિંધુ સુસ્ખલ ત્તરંગ ભંગ રંજીતમ્
દ્વિષત્સુ પાપ જાત જાત કારિ વારિ સંયુતમ્
કૃતાંત દૂત કાળ ભૂત ભીતિ હારી વર્મદે
ત્વદીય પાદ પંકજં નમામી દેવી નર્મદે ૧

ત્વદં બુલીન દીનમીન દીવ્ય સંપ્રદાયકમ્
કલૌ મલૌ ઘ ભાર હારિ સર્વ તીર્થ નાયકમ્
સુમત્સ્ય કચ્છ નક્ર ચક્ર ચક્રવાક શર્મદે—ત્વદીય ૨

મહા ગભીર નીર પૂર પાપ ધૂત ભૂતલમ્
ધ્વનત્ સમસ્ત પાત કારિ દારિ તાપદા જલમ્
જગલ્લયે મહા ભયે મૃકુંડુ સૂનુ હર્મ્યદે—ત્વદીય ૩

ગતં તદૈવ મેભયમ્ ત્વદંબુ વીક્ષીતં યદા
મૃકુંડુ સૂન શૌનકા સુરારિ સેવિ સર્વદા
પુન ર્ભવાબ્ધિ જન્મ જં ભવાબ્ધિ દુઃખ વર્મદે—ત્વદીય ૪

અલક્ષ લક્ષ કિન્નરા મરા સુરાદિ પૂજીતં
સુલક્ષ નીર તીર ધીર પક્ષી લક્ષ કૂજીતં
વસિષ્ઠ શિષ્ટ પીપ્પલાદી કર્દમાદી સર્મદે—ત્વદીય ૫

સનત્કુમાર નાચિકેત કશ્યપાત્રી ષટ્પદૈ
ધૃતં સ્વકીય માનસેષુ નારદાદી ષટ્પદૈઃ
રવીંદુરંતી દેવ દેવ રાજ કર્મ શર્મદે—ત્વદીય ૬

અલક્ષ લક્ષ લક્ષ પાપ લક્ષ સાર સાયુધમ્
તટસ્તુ જીવ જંતુ તંતુ ભુકિત મુકિત દાયકમ્
વિરંચિ વિષ્ણુ - શંકર સ્વકીય ધામ વર્મદે—ત્વદીય ૭

અહો મૃતં સ્વનં શ્રુતં મંહેશ કેશજા તટે
કિરાત સુત વાડવેષુ પંડીતે શઠે નટે
દુરંત પાપ તાપ હારિ સર્વ જંતુ શર્મદે—ત્વદીય ૮

ઇદં તુ નર્મદાષ્ટકં ત્રિકાલમેવ યે સદા
પઠંતિ તે નિરંતરં ન યાંતી દુર્ગતિં કદા
સુલભ્ય દેહ દુર્લભં મહેશ ધામ ગૌરવં
પુન ર્ભવા નરા ન વૈ વીલોક યંતિ રૌવરવં—ત્વદીય ૯



## પ્રસ્તાવના.

આ સંસારમાં પ્રભુની પ્રાપ્તિ અનેક રૂપે થાય છે. પણ પ્રભુના ગુણાર્વીંદ ગાવાથી તે પ્રભુની ઓળખ કરવા સ્વાભાવિક મન ખેંચાય છે. જ્યારે બાળપોથીમાં ભણતા હતા ત્યારે એમ બોલતા હતા કે "ઓ ઈશ્વર ભજીએ તને મોટું છે તુજ નામ, ગુણ તારા નિત્ય ગાઈએ થાય અમારા કામ." આટલુંજ નહિ પણ જેમ જેમ આગળ વધતા ગયા તેમ તેમ "વીસરૂં નહિ પ્રભુ નામ કદી હું વિસરૂં નહિ પ્રભુ નામ." આવી રીતે "અહો દેવના દેવ હે વિશ્વસ્વામી, કરૂં હું સ્તુતિ આપની શીશ નામી. કીધાં છે કરોડો તમે ઉપકારો, દીનાનાથ તું એક આધાર મારો." ઉપર પ્રમાણે હજારોને લાખો વાર પ્રભુને યાદ કર્યા છે અને પ્રભુનો આભાર માન્યો છે. પાછળથી જ્યારે આ વાત વીસરી ગયા ત્યારે અનેક સંતો મહાત્માઓ અને ભક્તો ઉપદેશદ્વારાએ પ્રભુનું સ્મરણ કરવા ચેતાવતા ગયા. એટલે એટલું તો સિદ્ધ મનાય છે કે પ્રભુનું સ્મરણ કરવા પ્રાણી માત્ર બંધાયલા છે અને પ્રતિજ્ઞા પણ લીધી છે ત્યારે એ પ્રતિજ્ઞાનો ભંગ ના થાય એટલા સારૂ ભક્ત લોકો વારંવાર સુચન કરે છે. કઈ વખત એ અસર થશે તેનું નક્કી કારણ ન હોવાથી જુદી જુદી ભાષાઓમાં અને જુદા જુદા રાગમાં મહાન અનુભવી પુરૂષો તેજ પરમાત્માના ગુણાર્વીંદ ભજનદ્વારાએ ગાય છે અને છપાવી પ્રસિદ્ધ કરે છે. જેથી તે ભજન ગાવાથી પોતાની પ્રતિજ્ઞા રૂપ સ્મૃતિ તાજી થઈ જાય અને પ્રભુની

પ્રાપ્તિ કરી લે એ ઉદ્દેશથી આ લઘુ ગ્રંથમાં પ્રભુના સગુણ નિર્ગુણ સ્વરૂપની પ્રાપ્તિ કરાવનારા તથા જ્ઞાન, ભક્તિ, વૈરાગ્યને ઉત્પન્ન કરાવનારા ભજનો છપાવ્યા છે. સાથે સ્ત્રીઓને બોધ મળે, ગૃહસ્થાશ્રમમાં પ્રભુની સ્હાય્ય દ્વારાએ વહેવાર ચલાવે અને પ્રભુ પર નિર્ભય રહે તે માટે નરસિંહ મહેતાની ઉત્પત્તિથી માંડી કુંવરબેનના લગ્ન, સીમંત વગેરેના ગરબાઓ પણ છપાવ્યા છે. જેથી પ્રભુ પ્રાણી માત્રનો સહાયક છે છતાં જે તેના ઉપર વિશેષ ભાવ રાખે છે તેના કામો ઝટ થાય છે. એ નરસિંહ મહેતા, સુધન્વા વગેરે ભકતોના ચારિત્ર્યથી પ્રસિદ્ધ વાત છે. માટે આવા દીનદયાળુ અનાથના નાથ અને અધમોદ્ધારણ પ્રભુના ગુણો જરૂરથી ગાવા જોઇએ, તેમની જરૂર સ્હાય મેળવવી જોઇએ અને છેવટ તે પ્રભુમાં લીન થઈ ફરી જન્મમરણના પ્રવાહચક્રથી બચી જવું જોઈએ કેમકે સુખદુઃખનું કારણ જન્મમરણજ છે અને જન્મમરણનું કારણ પ્રભુના જ્ઞાન વિના પોતે જીવભાવની નવી કલ્પના કરવી તેજ છે. માટે પ્રભુના ગુણો ગાતાં ગાતાં અભેદ થઇ મનુષ્ય જન્મનું સાચું સાર્થક સુજ્ઞ અને ભાવિક નરનારીઓએ કરી લેવું. આ ભજનોમાંથી એકજ ભજન જો મોઢે થઈ જાય અને તેનો ભાવ હૃદયમાં ઉતરી જાય તો દાસોહં દાસોહં કરતા દદ્દો વિસરી જતાં સોહં થઇ જવાય. ઇતિ શિવમ્

“ કૃષ્ણ ”



# ભજન સંગ્રહ યાને પ્રભુ પ્રાપ્તિ.

( ભુલશો નહીરે તમે ભુલશો નહિ—એ રાગ. )

ભુલતા નથી રે પ્રભુ ભુલતા નથી,
સાચા ભકતોને પ્રભુ ભુલતા નથી.
પાપીના આંખ કાન ખુલતાં નથી—સાચા૦

ભકતની વાત પ્રભુ પ્રથમ સાંભળે,
છતાં માયામાં ઝુલતા નથી—સાચા૦

દાન કરાવે ને સત્સંગ અપાવે,
છતાં અભિમાને ફુલતા નથી—સાચા૦

"કૃષ્ણ" કહે છે બધી અડચણો,
દૂર કરવાને પ્રભુ ચુકતા નથી—સાચા૦

શિવ આનંદની સાનમાં સમજે,
એવા ભકતની કોઇ તુલ્યતા નથી—સાચા૦

રાગ ઉપરનો.

ભુલશો નહિ રે તમે ભુલશો નહી,
પ્રભુ ભજવાનું તમે ભુલશો નહી.
સાચુ રળવાનું તમે ચુકશો નહી—પ્રભુ૦

રાવણ સરીખા રણમાં રોળાયા,
જીવતરમાં ધુળ તમે ઘાલશો નહી—પ્રભુ૦

હિરણાકશ્યપ ભલે પાકે જગતમાં,
એનાથી તમે ડરશો નહી—પ્રભુ૦

રાણો થઈને કદી ધાક બતાવે,
છતાં ભકિતને તમે તોડશો નહી—પ્રભુ૦

નાગરની ન્યાત બધી હડે હડે થઇ,
નરસીંહનો સાથ તમે છોડશો નહી—પ્રભુ૦

"કૃષ્ણ" કહે છે મગન થયા તો,
જુઠાનું જોર ત્યાં ચાલશે નહી—પ્રભુ૦

---

છેલ્લી શિખામણ મારી આ, ઉંઘેલાને શું કહેવું.
તમે તમારે ધ્યાનજ ધરજો, મન રંગીને પાકુ ઘડજો;
પ્રભુ પ્રીતે સઘળુ સ્હેવું—ઉંઘેલાને૦

નામ સ્મરણ હેતેથી કરવું, સંસારી જનથી નહિ ડરવું;
પ્રભુ રાખે તેમાં ખુશ રહેવું—ઉંઘેલાને૦

જગત ભગતને વેર અનાદિ, સંસારી ચાહે છે ગાદી;
કલેશી સાથે ના વ્હેવું—ઉંઘેલાને૦

અનંત સુખના ભાગી થાવું સંત સમાગમ ત્યાં તો જાવું
સાચાના સંગી રહેવું—ઉંઘેલાને૦

"કૃષ્ણ" શિખામણ આ છે પાકી, હરિરસ હેતે લ્યોને ચાખી;
ચિત્તમાં ચૈતન્ય ને રહેવું—ઉંઘેલાને૦

દુત ગણો જમદુત સમ, મદ્ય હળા હળ માલ;
પરનારીને પારખો, શુલી સરખુ શાલ,
અતિ વોધન આરંભતાં, કરતાં પ્રગટે કલેશ;
અંતે પણ અધુરૂ રહે, તે નવ કામ કરેશ.

---

વહેલા વહેલા આવો તમે, સમાધિ કરનારા;
સમાધિ કરનારા તમે, દુઃખ હરનારા—વહેલા૦

કૃષ્ણને તમે સુદરશન આપ્યું, ઘુષ્માનું તમે સંકટ કાપ્યું;
એવી રીતે દોડી આવો, ગંગા ધરનારા—વહેલા૦

સોમ પ્રદોષનું વ્રત આદર્યું, નરનો નારી બનો એવું સાંભળ્યું,
એવી રીતે દોડી આવો, ઝેરના પીનારા—વહેલા૦

ભગીરથ રાજાનું દુઃખજ કાપ્યું, વૈજને તમે વરદાન આપ્યું;
એવી રીતે દોડી આવો, કામ છલનારા—વહેલા૦

બાર જગો તમે પ્રગટ થયા, નરસિંહને તેડી 'કૃષ્ણ' પાસજ ગયા;
એવી રીતે દોડી આવ્યા, સ્હાય કરનારા—વહેલા૦

સાત દુઃખી સંસારમાં રોગી ને રણદાર;
કપુત પીતા કુસ્ત્રી પતી, દયા રૂદે ધરનાર,
બાળ રંડ કન્યા પોતા, પાપીનો પાડોશ;
એ સહુથી સુખ વેગલું વસે વાસ સો કોશ,

---

( ચેતી લેને ચાલી જાશે જીંદગાની—રાગ )
ચેતી લેતાં આનંદ આપે—જીંદગાની૦
દુઃખ શોકને તુર્ત કાપે—જીંદગાની૦
માયા મિથ્યા રૂપે જોતાં—જીંદગાની૦
નાટક પાઠે કોઈના રોતાં—જીંદગાની૦
રહીશું ખઈશું આનંદ લેવા—જીંદગાની૦
પૂરા કરીશું સૌના દેવા—જીંદગાની૦
લેવડ દેવડ જ્યાં કરીશું—જીંદગાની૦
વ્યાપક આત્મા ને વરીશું—જીંદગાની૦
કોઇ રીતે નહિ આવે વાંધો—જીંદગાની૦
"કૃષ્ણ" રૂપે સમય સાંધો—જીંદગાની૦
શિવ આનંદ છે હર જગાએ—જીંદગાની૦
ભ્રાન્તી થકી નહિ ઠગાએ—જીંદગાની૦

જે નર પ્રીતી જણાવતા, મુખ પર કરે વખાણ:
તો તે નર પાછળ જઈ, વદેજ નિંદા વાણ,

( કૈલાશ રાજા શંભુ—એ રાગ )

ગોલોક રાજા વિષ્ણુ, લક્ષ્મીના સ્વામી રે—ગોલોક૦

અવતરી નીચે આયા, દેવકી વસુદેવ જાયા;
કારાગૃહમાં પ્રગટ્યાં, રાધાના સ્વામી રે—ગોલોક૦

ગોકુળમાં રહ્યા વસી, જશોદા નંદ હસી;
ગોપી કહે છે કપટી, કુબ્જાના સ્વામી રે—ગોલોક૦

પુતના માસીને મારી, કંસ કાળને વિદારી;
વાગે તમારી ચપટી, રંગ રાસ જામી રે—ગોલોક૦

કોડ પૂર્યા ભકત કેરા, કૃષ્ણ દાસ કહે છે તેરા;
પૂર્ણ સ્વરૂપે ભકિત, દેજો નહિ ખામી રે—ગોલોક૦

શિવાનંદ રૂપે આવી, સાચી ભકિત સમજાવી;
માયા બની ગઇ લપટી, અંતરના યામી રે—ગોલોક૦

મશ્કરી ચાકર માત્રની, કરતાં બગડે બોજ,
વખતે એ શીર વાઢશે, ભણી ગયા છે ભોજ.

---

( રાગ—ઉપરનો )

આપો અવિચળ શાન્તિ, માંગુ હું હરિ રે—આપો૦

સેવ્યા ઘણા જન્મો થકી, આ વખત આવી વકી;
કરી દ્યો મને એકાંતિ, ભોગોથી ડરી રે—આપો૦

આસક્તિ છોડી દીધી, માયાને દૂર કીધી;
વૃત્તિ કરે ગુણ ગાતી, સમજાવી કરી રે—આપો૦
ધ્યાન આપો તમે કેવા? યોગ ક્ષેમ કરો એવા;
એવી તમારી ખ્યાતિ, વાત કરી છે ખરી રે—આપો૦
બેલી કરીયાં છે તમને, દેજો દર્શન હરિ અમને;
તમ વિન ઘડીના જાતી, "કૃષ્ણ" આંખ ઠરી રે—આપો૦

ઉત્તમ એ છે આબરૂ, મધ્યમ ધનને માન'
કનિષ્ટ કેવળ ધન ચહે, જેમ ભક્ત ભગવાન.
ક્રોધ મુખો મુઇ કામની, મરો આળસુ દાસ,
કપટી કોઠારી મરો, ખુટલ મરો ખવાસ.

---

સંકેલી વૃત્તિને વીરા બહારથી રે, રૂપ જોને તું પોતાનું;
સંસારે પડવાનું મુકો દઇને રે, હિત કરી લે પોતાનું,
પ્રથમ કર્મ નિષ્કામ કરીને, ઇષ્ટ દેવને પુજવા;
સકામતાને તદ્દન છોડી નિષેધ કર્મને ભુલવા—રૂપ જોને૦
સાવચેતી બહુ રાખી કરીને, ઉપાસના ને કરવી,
મળ વિક્ષેપ જયાં દુર થયાં તો વૃત્તિ ધ્યાનમાં ધરવી—રૂપ૦
બ્રહ્મનિષ્ઠ શ્રોત્રિય ગુરૂના શરણ માંહી રહેવું,
તનમન ધનથી સેવા કરીને, જે આવે તે સ્હેવું—રૂપ૦
સદ્‌ગુરૂ જયારે પ્રસન્ન થશે તો, વિવેક વૈરાગ્ય આપે,
શમદમ શ્રદ્ધા સમાધાનથી મોક્ષેચ્છા માંહી સ્થાપે—રૂપ૦

પછી અધિકારી જાણીને, શ્રવણ મનન જેમ થાયે,
એ રીતે ઉપદેશ દઈને, તત્વમસિ સમજાયે—રૂપ૦

નિત્ય પ્રતિ નીદિધ્યાસ કરીને શાંત વૃત્તિ કરવી,
પ્રતિબિંબ જ્યાં પડવા માંડે, સ્થીરતા ત્યારે ત્યાં ધરવી—રૂપ૦

એ રીતે અન્વેષણ કરીને માપ પોતાનું લેવું,
જ્યાં જ્યાં મનની ત્રુટી લાગે સાધન માંહી રહેવું—રૂપ૦

પોતાની પરીક્ષા કરી પોતે પાસજ થવું,
સૌ બાજુથી ફરી જઇને, આત્મ કેન્દ્રમાં રહેવું—રૂપ૦

કદી કદી જ્યાં ચિંતા થાયે, ત્યારે ધરવી સમતા,
દેહ પ્રારબ્ધ પર સોંપી દઇને, આત્મ વિચારમાં રમતા—રૂપ૦

શોક કલેશ જ્યારે મટી જાય તો દ્વંદ્વો મિથ્યા ગણવા,
"કૃષ્ણ" અચળ નિર્ભય બનીને, મુકી દેવું પછી ભણવા—રૂપ૦

વાસના ક્ષયને મનો નાશથી, શિવાનંદમાં રમવા,
ભ્રાન્તિ અધ્યાસ ફરી ના થાય તો, પછી ન જાશો ભમવા—રૂપ૦

વાદ કરી માને હુકમ, કરે ઉદાસી કામ;
સારો એથી શ્વાન છે, બેસી સાચવે ધામ.
અર્ધું વેણ ઉચ્ચારતા, આખો સમજે અર્થ,
તો તે સમજુ સમજવો, નહિ તો ડહાપણ વ્યર્થ.

---

આટલો સંદેશો મારો હ્રદયે ઉતારો,
સેવક થઇને લ્હાવો લેજો—સંદેશો૦

દુઃખ દેનાર કોઇ દુનિયામાં નથી,
દયા દીનતા ને દાન દેજો—સંદેશો૦

માયા મોહમાં માણુસ ભુલા પડીયાં છે,
સમ સંતોષે સદા રહેજો—સંદેશો૦

જુઠી જંજાલ આ જગની જાણી,
શાસ્ત્ર સંતની શીખ સ્હેજો—સંદેશો૦

ગુરૂ કૃપાથી સઉ ધ્યાનમાં આવે,
અનેક ને એક કરી કહેજો—સંદેશો૦

કૃષ્ણ કહે છે કેવળ કિરતન કરતાં,
ચિત્તમાં ચેતન ને લેજો—સંદેશો૦

ઉપરથી જગમાં ભલે, અંતર મતલબ અન્ય,
ભક્ત કે જ્ઞાની પુરૂષ, જગમાં બેને ધન્ય.

---

ખેલશો નહિ રે કોઈ ખેલશો નહિ,
આવા જુગારને ખેલશો નહિ.
એના પર રૂપીઆ મેલશો નહિ,
આવા જુગારને ખેલશો નહિ.
જુગાર રમ્યા તે નર ન ફાવ્યા,
નળરાજાને ભુલશો નહિ—આવા૦
રાજા યુધિષ્ઠીર વનમાં સીધાવ્યા,
એમાં તમે તો ફાવશોં નહિ—આવા૦
એક્કો જોઇને તમે એવુંજ શીખો,
પ્રભુ વિના કોઈ જાણશો નહિ—આવા૦
દુરીથી સુર્ય ને ચન્દ્ર જણાવે,
પ્રભુનો પ્રકાશ ભૂલશો નહિ—આવા૦
તીરીથી તમે જાણીજ લેજો,
ત્રણ ગુણને ચુકશો નહિ—આવા૦
ચોકો જણાવે ચતુર નરને,
ચાર ખાણીમાં પડશો નહિ—આવા૦
પંજો કહે છે પ્રપંચ મેલો,
પ્રેમ પ્રભુનો છોડશો નહિ—આવા૦
છક્કો કહે છે છટકીરે જાઓ,
સેતાનને સાથે રાખશો નહિ—આવા૦
સત્તો કહે છે પત્તો નહિ લાગે,
ખુવાર થયા તેને ભુલશો નહિ—આવા૦

અઠ્ઠો કહે છે અઠ્ઠાઇ છોડો,
હઠમાં તમે સુખ પામશો નહિ—આવા૦
નવમાં દુઃખીઆ સઉ થયા છે,
મીંડીપર જીંદગી ગુમાવશો નહિ—આવા૦
કૃષ્ણ કહે છે એકના નંવથી,
સમજણ લેવાનું ચુકશો નહિ—આવા૦
વેપાર નથો એ જુઓજ સમજો,
શિવાનંદને ભુલશો નહિ—આવા૦

---

ગર્ભે કબુલી તું આવ્યો હો ભાઇ ભકિત કરવાને
કૃપા પ્રભુની તું ફાવ્યો—હો ભાઇ૦
ગર્ભમાં તેંતો દુઃખ ભોગવીઆ, તેથી પ્રભુને ત્યારેજ સેવીયા,
દુર્લભ દેહને પામ્યો—હો ભાઇ૦
બહાર આવીને ભુલીજ જાય છે, સગા સંબંધી તેનોજ થાય છે,
હું હાં તું ત્યાં એમ બોલ્યો—હો ભાઈ૦
ગુરૂને શાસ્ત્ર સમજાવી રહ્યા, આવ્યા તેવા તે પાછાજ ગયા,
સાથે તું પુણ્યને લાવ્યો—હો ભાઇ૦
શાને માટે તક આવી ગુમાવે, મન માયામાં શાને ભમાવે,
કુખ માતાની દોપાવે—હો ભાઇ૦
ગુરૂ શિવાનંદ સમર્થ માથે, શીવ શંભુજી રહેવાના સાથે,
ઝાંખીને મારગ ઝાલ્યો—હો ભાઈ૦
કૃષ્ણને નીશદીન પ્રીય છે શાંતિ, જેથી પડે નહિ માયાની ભ્રાન્તી,
સૌ જનોને ભાવ્યો—હો ભાઈ૦

( જોડું રે એક મેના પોપટનું—એ રાગ )

આવોરે અવસર ફેર મળે ના જાય, કલીરે કાળે ફેર કરી છે હાય
સોમવારે શાન્તિ પામોને ભાઈ, મનુષ્ય જન્મની છે રે નવાઈ
પ્રથમ નિષ્કામે જો જવાઈ—આવો રે૦

મંગળ કાર્ય હરનીશ જે કરતા, નિત્ય નિયમ ધ્યાન હરિનું ધરતા
પછી રે આવા ગમન નહિ પડતા—આવો રે૦

બુધવારે બુધ્ધિ વધે જ્યારે, ખરી શાન્તિ મળવાની ત્યારે
ભલી તક આપી છે પ્યારે—આવો રે૦

ગુરૂવારે ગુરૂ સમીપ જાવો, જે મળે સંતોષથી ખાવો,
સત્સંગ ગંગામાં ન્હાવો—આવો રે૦

શુકરવારને આમ તેમ દોડો, જ્યાં ત્યાં જઈને હાથ કેમ જોડે,
ચઢી જાને જ્ઞાન તણા ઘોડે—આવો રે૦

શનીવારે ક્ષણમાં જડે ઉપાય, પાપ તાપ સ્હેજમાં કપાય,
પ્રભુની જ્યાં ઓથમાં લપાય—આવો રે૦

રવીવારે રૂદીયામાં એ તો, દાસ કૃષ્ણ સાચું આ કહેતો,
નીશ દીન આનંદમાં રહેતો—આવો રે૦

સાતવાર શીખે ને જો ગાય, તે તો આતમરામ જરૂર કહેવાય;
તેના મુખે સોહં સોહં થાય—આવો રે૦



( વેદાન્તકા ડંકા બજાયા હે—એ રાગ )

દુનિયા સળગાવી જ્ઞાન વડે, શ્રી સ્વામી શિવાનંદ ગુરૂવરથી.
ફોડી નામ રૂપને ચૈતન્ય વડે, શ્રી સ્વામી શિવાનંદ ગુરૂવરથી.
ભ્રાન્તિ ભડકાને તો ઉડાવી દીધા, અધ્યાસ અકળામણથી ના બીધા;
નીજ સત્ય કમાયા શાંતિ વડે —શ્રી સ્વામી૦
વિક્ષેપ રહ્યો નહિ ચિત્ત વિષે, અજ્ઞાન રહ્યું નહિ મન વિષે;
જોઇ પ્રફુલ્લ થયા છે આનંદ વડે—શ્રી સ્વામી૦
આતસબાજી માફક જગ ઉડી ગયું, સતચિત્ આનંદ તો શેષ રહ્યું;
કૃષ્ણ પોતે પોતામાં પ્રેમ વડે —શ્રી સ્વામી૦

ભોજન ભાવિ વિચાર વળી, ગ્રહકુળ મૈથુન ધર્મ,
પાંચ ન કો દિ પ્રકાશવા, ગુપ્ત રાખવાં કર્મ.

---

( છપ્પો )

જગકર્તા જામાત્ર, ચન્દ્ર સરખો સુત જેને,
વળી ધનવંતરી પુત્ર, લક્ષ્મી સુત વિષ્ણુ તેને.
કામદુર્ગા કન્યાય, સકળ સંતાપ નીવારણ,
પ્રદ્યુમ્ન ભાણેજ, કાલ સરખાનું કારણ.
પણ એ કોઈ અગસ્ત હસ્તને, ગ્રહવા નવ કુકડાં ધર્યા,
હે દૈવ રૂઠે તે દહાડલે, વહાલા પણ વેરી ખર્યા.

લોભે મન લલચાય, પછી કર પાપ ગમે તો,
સત્ય ભણી જો ટેક, થયું શું દેહ દમે તો.
નિર્મળ મન અહરનીશ, પીશ કે પહોંચ ગયાજી,
ધણી ધણીઆણી રાજી, ત્યાં શું કરશે કાજી.
સદ્દવિદ્યા સંપાદન થતાં, ધન સંકટ હરનાર શું,
લલનાને લાંછન લાગ્યું, પછી મ્હોત કરનાર શું.

## વચનામૃત.

પ્રભુની પ્રાપ્તિમાં કોઇ આડે આવતું નથી પણ ચો તરફથી સ્હાય મળે છે. પ્રારબ્ધ પર નિર્ભય થનાર સદ્દવિદ્યા સંપાદન કરી મોક્ષ મેળવે છે.

---

ઝાડ નમે ફળ જોગથી, પુરૂષ નમે ગુણ પુર,
સુકું લાકડું શઠ પુરૂષ, એ નવ નમે જરૂર.
ઓજ ઘટે છે બેસતા, મિત્ર તણે નીત ઘેર;
જેમ ચંદન - ચંદન મીટે, ખપે કાષ્ટની પેર.
અવસર વિન ગુરૂ ઉચરે, તો પણ રહે ન તોલ;
સમય માંહી શોભા લહે, બોલે જો ખર બોલ.
મિત્ર સાથ પણ કોઇ દિન, પ્રકાશીયે નહિ ગોપ,
પડદો ખોલે પલકમાં, કરે મિત્ર જો કોપ.
કર્તવ્યતા બીજા કને, કહેતાં કથલી જાય,
આગળથી ન ઉચારીએ, સમજી એમ સદાય.

મર્યાદા મહા પ્રલયમાં, લોપ કરે નદી નાથ,
મહત પુરૂષ માજા તણો, તો પણ તજે ન સાથ.

## વચનામૃત.

મોટા થવામાં મહાન ગુણ રાખવા પડે છે અને હલકટતાનો ત્યાગ કરવો પડે છે. સામાના દોષોને ગળી જઈએ અને પોતે નિર્દોષી બને તોજ મોટા થવાય.

---

( બડા બાદી આયા, બડા બાદી આયા એ—રાગ )

સકલમાં બીરાજે સકલમાં બીરાજે;
દેખો મારો વહાલો સકલમાં બીરાજે,
નિર્ગુણ હતો મારો નારાયણ સ્વામી;
સચ્ચીદાનંદ એતો કાંઈ નહિ ખામી,
માયાવી બન્યો એતો માયાને કાજે—દેખો૦

અવકાશ લીધોને આકાશ બન્યો;
તેમાથી ચંચળ વાયુ ને જન્યો,
ઉષ્ણ બનીને એતો અગ્નીમાં છાજે—દેખો૦

ઠંડો પડીને એ તો પાણીમાં પેઠો;
કઠણ બનીને એ તો પૃથ્વીમાં બેઠો,
સ્થાવર જંગમે એ તો દેખાય આજે—દેખો૦

સગુણ લીલા એની કારમી જો જો;
આંખ કાન-નાક બીજા અવયવ હોજો,
સુર્ય ચંદ્ર ને તારામાં ગાજે—દેખો૦

ખેલ ખેલે એ તો સૌમાં કહીએ;
" કૃષ્ણ " તો સાક્ષી રૂપેજ રહીએ,
એવું સમજીને હવે શાંતજ થાજે—દેખો૦
જોયો ચમત્કાર શિવાનંદ માથે;
સદા વસુ હું એની સંગાથે,
હંસથી પરમ હંસ બની જાજે—દેખો૦

— —

મન માછીડા હોડી હલકાર—સ્વરૂપ જોવાને૦
મારે જાવું છે દુઃખની પાર—સ્વરૂપ જોવાને૦
તન કરૂં હોડીને, વૃત્તિ રાખું જોડી
જીવને કરૂં ખબરદાર—સ્વરૂપ જોવાને૦
તારી તે હોડીએ દૈવી સંપત્તિ
વિવેક ને વિચાર—સ્વરૂપ જોવાને૦
ચિત્તને પણ આપું ને બુદ્ધિને પણ સોપું
કરે મદદ અહંકાર—સ્વરૂપ જોવાને૦
આની તીર ત્વંપદ પેલી તીર તત્પદ
લક્ષ દે આનંદ કાર—સ્વરૂપ જોવાને૦
દાસ કૃષ્ણ મન માછીડો ચેત્યો
હોડી થૈ જય જય કાર—સ્વરૂપ જોવાને૦

* * * *

કુલ અર્થે નર એકને ગામ કાજ કુલ તાજ;
ગામ દેશ હિત ત્યાગીએ પ્રાણી કાજ જમ રાજ,

શ્વાસે શ્વાસે રામ ભજમન શ્વાસે શ્વાસે રામ,
શ્વાસે શ્વાસે કૃષ્ણ ભજન કર કાયાનું કલ્યાણ—શ્વાસે૦

છે શ્વાસ મણિ નથી સોંઘો જીવ કાયા કરતાં મોંઘો,
તમે પારખ થઇને પરખો--ભજમન૦

છે ખેલ ખલ્કના એવા જળના પરપોટા જેવા,
સુખ દુઃખના નાટક તેવા—ભજમન૦

ભવ તરવાનો આ આરો ભક્તિથી જડે કિનારો,
મન વારંવાર વિચારો—ભજમન૦

જેને ગુણ હરિના ગાયા તે સાચી કમાણી કમાયા,
જીત્યા જગત કહેવાયા—ભજમન૦

સદ્‌ બુદ્ધિ ગુરૂજી આપો ચિત્ત આપ ચરણમાં સ્થાપો,
ટાળો ત્રિવિધ સંતાપો વિનવે છે મોતારામ



બાળક રૂવે બઉવા માટે માતા જાણે મર્મ જોને
પ્રાણી કેરી મરજી પરખે ધરણી ધરનોધર્મ જોને

પેટ ઘડયું તે પોષણ કરશે કાયર મન શીદ કરીએ જોને
ચાંચ બનાવી તેને ચિંત્તા ફીકર તજીને ફરીએ જોને

માણેક મોતી મોંઘા કીધાં સોઘાં કીધાં ધાન જોને
અમૃત જેવાં પાણી અમથાં દીનબંધુનાં દાન જોને

સુરજ આપે પ્રકાશ સૌને દમડી ન પડે દેવી જોને
વગર બદામે વાય વાયરો, કેશવ કરૂણા કેવી જોને

સુર પંખીને સો મણ નીત્યે ખાવા જોઈએ ખીર જોને
ક્ષીર સાગર ને તીરે સરજ્યાં વહાલે તેનાં શરીર જોને

જન્મ્યા તેને જીવાડવાની માવીતર ને મમતા જોને
વિશ્વ પિતા છે વિશ્વંભરજી શાને ન ધરે સમતા જોને

અજબ દયા છે અલબેલાની હૈયુ રાખો હાથ જોને
રૂષીરાજ કહે પતીજ રાખે બેલી બદરીનાથ જોને

---

ઓ મોક્ષના અધિકારી, સાંભળજો વાત અમારી;
તો થાશો આનંદકારી—ઓ મોક્ષના૦

સંતોષ વિના નહિ સુખ, કામ ક્રોધ વિના નહિ દુઃખ;
આ સાચી બતાવી રૂખ—ઓ મોક્ષના૦

સત્સંગ વિના નહિ ભાન, વિચાર વિના નહિ જ્ઞાન;
મહાપુરૂષની આ સાન—ઓ મોક્ષના૦

કૃષ્ણ સ્વરૂપમાં સ્થિતિ, જાય સઘળી વાતે ભીતી;
રાખોને આવી રીતિ—ઓ મોક્ષના૦

શિવાનંદ ગુરૂ રાયા, પરમહંસ કહેવાયા;
ત્યાં શું કરશે પછી માયા—ઓ મોક્ષના૦

---

કોઈ હરિજન હોય તો આવો રે—ઓ પંખીડા૦
હરિ હરિ અમને ગવરાવો રે—ઓ પંખીડા૦

બે દિનના મેમાન છીયે, વિખુટા પાછા થઈયે;
સૌ સૌના ઠામે જઈએ રે—ઓ પંખીડા૦

સવરીનો એ તો રસીઓ, બોર ખાવા પ્રેમે ધસીઓ;
લક્ષ્મણ જોઈને હસીઓ રે—ઓ પંખીડા૦

નરસિંહે એને ગાયો, શ્રીરંગને કરીઓ ડાહ્યો;
પાપીથી ના પકડાયો રે—ઓ પંખીડા૦

ગુણીજનને ગમ ગાંસડીઆ, ખલ ખાયે છે ખાસડીઆ;
ન સમજે તે લાસડીઆ રે—ઓ પંખીડા૦

કૃષ્ણે તો મનને કસીઆ, શિવાનંદવાળા હસીઆ;
પ્રેમીજન પાછળ ધસીઆ રે—ઓ પંખીડા૦

---

શું કરવા તું સુખને સારૂ દે છે દોડા દોડ જોને
તારૂ સુખ તો તુજને શોધે સુઇ જા તાણી સોડ જોને
માંગ્યા વિના મળે બેવલા માંગ્યે મળે તો માંગો જોને
મોત સરીખું માંગ્યુ ન આવે જીવલડા તું જાગી જોને
માંગ્યા વિના સુખ મળે તો સંકટ આવે સાથા જોને
બારણીયામાં સર્વે બાંધત હેમ ભરેલા હાથી જોને
જગમાં સરવે પુત્ર ઝુલાવત વાંઝણી ન રહેત વનીતા જોને
લાલચ રાખે લાભ મળે તો કોઈ ન રાખત હીનતા જોને

અવસર વિના ફળ નહિ આવે સો મણ પાણી સેંચી જોને
પુત્ર વિના પારણીયું ખાલી સો મણ સાકર વહેંચી જોને
ભાગ્ય પ્રમાણે ભોગવવાનું એ તે કેમ થાય અળગું જોને
કોટી ઉપાયે ફેર પડે નહિ વજ્જર થઈને વળગ્યું જોને
હિંમત રાખી હરિ ભજોને બીજી આશા બાળ જોને
રૂષીરાજ કહે સુખ દુઃખ સરવે ભાવ કરીને ભાળ જોને

---

( નિત્ય શુદ્ધ બુદ્ધ મુક્ત એ—રાગ )

જો વિચારી જીવ તારો શી ગતિ થશે;
લક્ષ ચોરાસીમાં ફરી ફરી થાકશે—જો૦
અહીંના સુખ સારૂ શું તું જન્મ ગુમાવે;
સુખ સાચું આ નથી એ દુઃખ જણાવે—જો૦
માટે સત્સંગ કર અને વિચારી જો
કયાંથો તું કયાં આવી ચઢયો એ સંભારી જો—જો૦
સદગુરૂ જો સાચા મળે ભ્રાન્તી હઠાવે;
સાથે રહીને યત્ન કરે તોજ બતાવે—જો૦
માટે તત્પર થઇને જો જ્ઞાન મેળવે;
કૃષ્ણ રૂપે તું થઇને મન કેળવે—જો૦
અંતે શિવાનંદ રૂપે સ્હેજમાં ભળે
જીવતા છતાં મુકત થઈને જો પળેપળે—જો૦

ઓ ભાઇઓરે કારતકે કર્મને કાપો, પ્રભુ તરફ ધ્યાન આપો.
,, માર્ગશરે છે તમારો, પ્રભુ ભજો તો આવે આરો
,, પાપી તે પીંડને પોષે, આવેલી જોગવાય ખોશો
,, મહા પુરૂષને વળગો, સંસારથી કરશે અળગો
,, ફાગણે ફુલનો વાસ, સૌ ઘટમાં એનો પ્રકાશ.
,, ચૈતરે ચેતન નરખો, માયાને પણ તમે પરખો.
,, વૈશાખે વેદની શાખ, રૂદે કમળમાં એને રાખ.
,, જેઠે જનમ સફળ કરો, જીવ બ્રહ્મને અભેદ ધરો.
,, અખાડે અમૃત વરસે, સંસ્કારીને એ પરસે.
,, શ્રાવણે શ્રવણ કરતા, અભયપદને એ ધરતા.
,, ભાદરવે ભરપુર, ઝળકી રહ્યું છે નુર.
,, આસો ચમત્કાર જોયો, ભ્રાન્તિ અધ્યાસને ખોયો
,, કૃષ્ણ કહે કર જોડી, ગુરૂ શિવાનંદ તરફ દોડી
,, બાર માસ પુરેપુરા, સમજે કોઇ વીરલ શુરા.



## ઉપસંહાર.

આ જગતને બનાવનાર પ્રભુ એક અને તેની લીલા અનેક. હવે આ નાટકના અંદર ઉતરી પાઠ ભજવનાર ખેલાડી એકનો એક હોતો છતાં અનેક રૂપે થઇ જતો માલમ પડે છે તેમાં જીવસંજ્ઞા ઉભી કરી, અજ્ઞાનતાથી પંચ પ્રકારના કલેશમાં આ અણસમજુ જીવ માર્યો જાય છે, અને જેમ કરોળીઆની જાળમાં માખી સપડાય છે તેવીજ રીતે પ્રત્યેક જીવ – આત્મારામ હોતો છતાં મિથ્યા પ્રતિતી માત્રથી ભૂલો પડી નાહક દુઃખી થાય છે અને વાદવિવાદના ઝઘડામાં ઉતરી "વાણીઓ ઝાટકે મહીનું મહી અને હીજડો કુટે કંઇનું કંઈ" આ પ્રમાણે જુદી જુદી દિશાઓમાં નાના જીવો થઇને અથડાય છે. જો કે ઉપરની કહેવતમાં એક સમજુ જ્ઞાની માટે છે અને બીજુ ચરણ અજ્ઞાની અણ સમજુ માટે છે. વણીક બુધ્ધિ વિવેકીની હોવી જોઇએ જેને સારા–સારનો વિચાર આવ્યો તે આ સંસારમાં ઝટ સમજી જઈ પાઠ ભજવી શાંતી ને પ્રાપ્ત થઈ જશે તેથી કહેવામાં આવ્યું કે વાણીઓ ઝાટકે મહીંનું મહીં પરમાત્મા પોતેજ સ્વયં છે એ સિવાય બીજી વસ્તુ નથી. છતાં જો ભ્રાન્તીથી દેખાતું હોય તો વાણીયો કહે છે કે મહીંનું મહીં ઝાટક એટલે બ્રહ્મ લટકા કરે બ્રહ્મ પાસે આવું સમજ જ્યારે ચોખા લેવા ગ્રાહક મારી પાસે આવે છે ત્યારે હું ચોખા આપું છું છતાં ગ્રાહક શંકા કરે છે કે આ તરીઆ છે આ જાળાં છે. ત્યારે તેમના મનના સમાધાન માટે મહીંનું મહીં રાખી

ઝાટકી આપું છું. તેવીજ રીતે સમજુ જ્ઞાની પુરૂષ જે માયાના દેખાવો સારા નરસા આવે તે મહીંનું મહીં રાખે છે પણ ભેદ માની દુઃખી થતો નથી ફલાણો માણસ અમુક રીતે કામ કરે છે. ફલણો આ રીતે કરે છે આ સારૂં છે આ ખોટું છે. એમ કલ્પના કરી દ્વૈતં ભાવ કાયમ રાખી જ્યારે પોતાનું હિત બગાડે છે ત્યારે કહેવામાં આવે છે કે હિજડો કુટે કંઇનું કંઇ. લગ્નના ગીત વખતે મરણમાં પણ ગાય લે રસ્તે જતાં કંઇનું કંઇ કરી નાંખે છે. માટે અણ સમજુ માણસ પંચાત રાખી. સ્વયં પોતાનું હિત બગાડે છે જો કે હિજડો નથી નરમાં કે નથી નારીમાં; કોઇ એનાથી ગભરાતું નથી. છતાં સ્વયં હિજડાને કોઇનો ધાક નથી ભલે મનુષ્યોમાં રહે ફરે, ભલે સ્ત્રીઓમાં રહે ફરે, પણ એનું કાંઇજ બગડતું નથી તેમ એનાથી કોઇનું અનિષ્ટ પણ થાય તેમ નથી. અને એનો કોઇને ડર પણ નથી છતાં આ હિજડો પોતાના સ્વરૂપને ભુલી જઇ સ્વારથમાં કોઇનું અનિષ્ટ ચાહે છે, અનિષ્ટ બોલે છે, અને કંઇનું કંઈ બોલી નાંખવાથી કે જાતેજ દુઃખી થાય છે. આવી રીતે સમજુ જીવ વણીક બુદ્ધિ રાખી મહીંનું મહીં ઝાટકે છે. એટલે જે થાય તે સારા માટે. એવો નિશ્ચય કાયમ રાખી અખંડ સુખ શાંતીને પામે છે અને વહેવાર કરતાં અને પરમાર્થ દશામાં આનંદને માને છે. જો કે અજ્ઞાની જીવાત્માનું પણ હિજડાની માફક કંઇ બગડતું નથી. તેમ લેપાયમાન થતો નથી. છતાં સ્વયં નહિ સમજવાથી જાણી જોઇને દુઃખ ફકત માની લે

છે બીજાને નિંદે છે. કોઈની સ્તુતી કરે છે અને વાદ વિવાદ કરી આયુષ્ય પુરૂ કરે છે.

આવી સમજણ મેળવ્યા પછી ચતુર પુરૂષે પારકાની પંચાતમાં નહિ પડતાં સ્વયં સમજુ થઈ જઇને વહેવાર કરતાં નાટક પુરો કરી લેવો. જેમ થાય તે જોયા કરવું પણ મનમાં ઘાટ ઘડી અંતઃકરણને બગડવા ના દેવું. ઇશ્વરી સુષ્ટિમાં માયા શું ન કરી શકે! બધુંજ કરી શકે ત્યારે એ બધો દેખાવ જોવામાં આવે તેથી શું? જોઇને આનંદ પામવાનો કે ભય પામવાનો. સમજુ તો એનું નામ કે સારગ્રાહી થઈ પોતાનું હિતજ સાંધે. ગમે તે યોગે જતાંને આવતા, નિવૃત્તિ કે પ્રવૃત્તિમાં પોતાનો આનંદ સ્વભાવજ ઝળકાવે અને આનંદમાં સ્થિતિ કરે. જેમ નાટક સીનેમામાં વધારે પ્લોટો, સીનસીનેરી અને લાંબા કાલનો નાટ્ય પ્રયોગ. કદાચ ઉલટસુલટ ભાવે રજુ કરવામાં આવે તે જોનારને આનંદ ઉપજાવે કે ખામી કાઢી ભૂલો બતાવી દુઃખી થાય. આમાંથી પ્રસન્નતા ઉપજે તેવી વાત તો એજ કહેવાય કે ગમે તેમ કલ્પીત પ્લોટો રચી લોકોને આનંદ ઉપજાવ્યો. ધન્ય છે એમ કહી આનંદ માને તેજ ચતુર કહેવાય પણ બધામાં ખામીઓજ શોધી કાઢી કોઇ પુરાજ નથી બધાજ અધુરા છે અને કોઇ કંઈ કરીજ શકતા નથી. ફકત વાતોમાંજ વડાં પીરસે છે એવી માન્યતા વખાણવા જોગ નાજ ગણાય. એતો પ્રથમ પોતાના અંતઃકરણને બગાડી પછી બીજા ઉપર

પ્રત્યાઘાત કરવા જેવું થાય અને કદાચ સામાએ એના ભાવો ના ગણકાર્યા તો સ્વયં પોતાની પાસેજ તે ભાવો રહ્યા અને દુઃખી થવાય તે જુદું.

માટે પ્રભુએ વિવેક આપ્યો હોય, સદબુદ્ધિ ખીલી હોય તો પ્રભુના ગુણો ગાતાં ગાતાં તેમાંજ લીન થઈ જવું કે બીજા ભાવ આવવાજ ના પામે અને ફરી આ રેંટ માળમાં ન પડવું પડે માટે પ્રભુના ગુણો ગાવામાં, ભજનો મોઢે કરી ભાવાવેશમાં આવતા રહેવું એક વખત એવો આવશે કે પ્રભુ સિવાય ઈતર છે જ નહિ અને દેખાય છે. તે પ્રભુનું અન્યથા ભાન માત્ર છે, અને તે બધો દેખાવ ફક્ત આનંદ માટેજ છે એ નિશ્ચય કાયમ થઈ જશે ફોટો પાડનાર પ્રથમ કાળી નકલ પાડે છે અને ત્યાર પછી સફેદ ઉતારે છે પ્રથમ જોનારને કાળી નકલ અસલ મોઢાને મળતી નહિજ આવે અને ઉલટી જુદી કલ્પના કરાવે તેવી લાગશે પણ શોધન કરેલા જયારે સફેદ ફોટાને જોઈશું તો અસલ મોઢાને જરૂર મળતો ફોટો આવશે તેવીજ રીતે. પરમાત્મા અસલ સતચિત્ આનંદ સ્વરૂપ છે તેનો માયાએ ફોટો પાડયો છે. અને તે કાળો સત્વ રજો અને તમો ગુણવાળો અસલ પરમાત્માંથી જુદો ઉલટો ભાસતો દેખાય છે અને તેમાં જે કલ્પના કરવી હોય તે થાય તેમ છે.

પણ સદગુરૂથી શોધન કર્યા પછી આ જગતરૂપ ફોટાને જોવાથી સચ્ચીદાનંદ રૂપને મળતોજ જરૂરથી આવશે. માટે

વિચારવાન પુરૂષે સારગ્રાહી થઇ ગમે તેના બનાવેલા ભજનોમાંથી પ્રભુનું જ્ઞાન મેળવી પ્રભુમાં લીન થવા જરૂર અભ્યાસી બનવું એ ઇચ્છવા જોગ છે. ઈતિ શિવમ્.

લી૦

**શામળભાઈ બેચરભાઈ, બોરી**

તથા

**ગુમાનસિંહજી નાથુસિંહજી, પાંજરોલી.**

અનૃતથી આયુષ, કેશ જાણો કાસદથી,
પરનીંદાથી પુણ્ય, ચન્દ્રકળ વદી પ્રતિપદથી.
ચિન્તાથી ચતુરાઇ, વડાઇ વખાણ મુખથી;
ભોજનથી જાય ભુખ, દુઃખ મનગમતા સુખથી.
ચાવડા ચરિત્રથી જડમતિ, દોષ દેવના દરસનથી;
એ દશ વાનાં દર્શથી ઘટે, કવી સકલ કહે છે કથી.

---



# ગરબાઓ.

---

## નરસિંહ મહેતાની ઉત્પતિનો ગરબો.

ધરૂં સરસ્વતીનું ધ્યાન, કરવા નરસિંહ મહેતાનું ખ્યાન;
નારદ મૃત્યુ લોકમાં જાયે છે.

હાંરે કે કંદહાર નામે ગામ, કાલ યૌવન જેનું નામ;
નવમાં માલ પર ચઢી જઈ બેઠો છે.

હાંરે કે હમસે હે કોઇ જગમાં બડા, નારદ નીચે જોઈ ખડા;
ઉપરથી પડતું મેલી નીચે આવ્યો છે.

હાંરે કે નારદ ચીતરી આપે છબી, કૃષ્ણ હાંરે નહી કબી;
જગમાં તારાથી મોટો કહાવે છે.

સાખી.

મથુરા નગરી આવીયો કાલ યોવન તેની વાર;
જરાસંઘ મુખ ઓચરે સત્તર વાર હરનાર,

હાંરે કે કૃષ્ણે મેલી ત્યાંથી દોટ, મુચકુંદ સુતો છે ત્યાં ચોટ;
લાલ પીતાંબર ઓઢાડી સંતાયે છે—ધરૂં૦ ( ચોક ૧ લો )

હાંરે કે કાળ યોવન પુંઠે ધાઇ, લાત મારીને જગાઇ;
મુચકુંદ દષ્ટે બળી ભસ્મ થયો છે.

હાંરે કે કૃષ્ણ આપે છે વરદાન, આ જગ્યાનું વધશે માન;
કળી મુચકુંદ નરસિંહ થયો છે.

હાંરે કે એક વખત સ્વર્ગ માંહી, દેવે મુચકુંદની લીધી સ્હાય;
જાગી છ મહિના દાનવ હરાવે છે.

સાખી.

ઉજાગરો તેનો થયો, દેવ આપે વરદાન;
જા શાંતોથી ઉંઘજે કોઈ જગાડતા તોફાન,

હાંરે કે કાલ યોવને મારી લાત, બળો મુવો તે સાક્ષાત;
સેવા પરતાપે ગર્વ એનો કાઢયો છે—ધરૂં૦ ( ચોક ૨ જો )

હાંરે કે પ્રભુ પાસે ભક્તિ માંગી, રાત દીવસ કરૂં જાગી;
ત્યારે પ્રભુજી એમ સમજાવે છે.

હાંરે કે હું તો દાસ તણો છું દાસ, પળે પળે લઉં તપાસ;
કરે ભક્તિ ત્યાં હું તો વેચાયો છું.

હાંરે કે નરસિંહ જુનાગઢ અવતારે, નાત જાતને ઉગારે;
લઇ કીરતાલને ધુન મચાવે છે.

સાખી.

ઘર સંસાર જ્યાં માંડીયો, થયાં પુત્ર પરીવાર;
છતાં લગની છોડે નહિ, પ્રભુ સાથે એકતાર.

હાંરે કે શામળ કુંવરને પરણાવી, ભકિત મહોમાને જણાવી;
શ્રાદ્ધ સારીને હુંડી સ્વીકારે છે—ધરૂં૦ ( ચોક ૩ જો )
હાંરે કે ભાઈ ભોજાઈ થયા આડા, નાત જાતે કીધા વાડા;
વર વેવાઈ કેવું સમજાવે છે.
હાંરે કે તમારા વેવાઇને કહો, પ્રભુના દર્શન અમ દીયો;
એવું શ્રીરંગ મહેતાને ચઢાવે છે.
હાંરે કે ઢેડવાડે ઓચ્છવ કરે, લાજ શરમ લેશ ન ધરે;
જે કોઈ બોલાવે ત્યાં તો દોડે છે.

સાખી.

માન બાઈએ પાણી પાયું, રૂપ લીધું ભગવાન;
નાત જાત પાયે પડી, વેવાઈનું થયું સમાધાન,

હાંરે કે એવા ભકતનું રાખે માન, "કૃષ્ણ" સંગે જેનું ધ્યાન;
પ્રેમી જનના કોડ પ્રભુ પુરે છે—ધરૂં૦ ( ચોક ૪ થો )

## શામળશાના લગ્નનો ગરબો.

બોલ્યા બોલ્યા કૃષ્ણરાજ (૨) ભકત પ્રત્યે રે વચન,
સાંભળ સાંભળ તું આજ (૨) શામળના કરૂં લગન.—ટેક૦

હાંરે જુનાગઢ દીક્ષીત એક આવે,
હાંરે કન્યા એક દેવાની લાવે;
હાંરે કુંવર વાલાઓ બહુજ ફાવે,
હાંરે કન્યા લાવ્યો છું તું એક, કુંવારા છે ત્રણસે એક;
જોઇ થશોને મગન (૨) દીક્ષીત કરે નમન—હાંરે બોલ્યા૦ ૧

હાંરે કલ્યાણ તેડુ કરવાને જાય,
હાંરે પાંચ પચ્ચીશ ભેગા થાય;
હાંરે રાયતા ભજીયા જોઈ હરખાય,
હાંરે કીધાં બે ચાર જાતના શાક, ઉત્તમ બનાવ્યા છે પાક;
દીક્ષીત સાથે એ મેમાન (૨) ચાંલ્લામાં પડીયું વીઘન—હાંરે૦

હાંરે પ્રભુ એકને અભણ બનાવે,
હાંરે બીજા છોકરાને બોબડો ઠરાવે,
હાંરે ત્રીજા ચોથાને કેવું સમજાવે,
હાંરે શીખવી રાખ્યા છે જે બોલ, તે તો ઉચ્ચારે છે તોલ;
આતો બધાએ સમાન (૨) કોઈને કરે ન ગ્રહણ--હાંરે૦ ૩

હાંરે બધે ઘેર જમીને થયા તાજા,
હાંરે હવે નાગરો રાખે નહિ માજા;
હાંરે એ તો જમીચો છે મિષ્ટાન્ન ઝાઝા,
હાંરે કોઈ ગમતો નથી લેશ, માટે મારી દયોને ડેશ;
ભગત ઓળવશે અગન (૨) ઉતારી નાંખો બદન—હાંરે૦ ૪

હાંરે દીક્ષીત નાસી જવાને બ્હાને,
હાંરે અભિમાન કહે તું જાને;
હાંરે એક ઘેર રહી જાય છે શાને,
મહેનત સફળ તારી થાય, મદન મહેતા બહુ હરખાય;
સત્ય માનોને વચન (૨) નરસીંહના ઘેર રતન—હાંરે૦ ૫

હાંરે નરસિંહ મહેતાને ગયા ઘેર,
હાંરે ભકિત ભજનમાં લીલા લ્હેર;
હાંરે શામળીયાને બોલાવો પેર,
હાંરે કૃષ્ણલીલાને છે ધન, ફેરવી નાંખ્યું છે વદન;
પરીક્ષા કરતાં પ્રસન્ન (૨) ચાંલ્લો કરીને વતન—હાંરે૦ ૬

હાંરે મદન મહેતાને આપે ખબર,
હાંરે નરસીંહ મહેતા છે ન્યાતની બહાર;
હાંરે વિવાહ ભાંગજો તમે નીરધાર,
કાળો કદરૂપો છે તન, નથી ખાવા પીવા ધન;
ભગત કરે છે અંજન (૨) કૃષ્ણ થાયે છે રંજન—હાંરે ૭

## — ભાગ ૨ જો —

હાંરે મદન મહેતા તો મોકલે ગોર,
હાંરે જઈ જુવો શાહુકાર કે ચોર;
હાંરે પૈસે ટકે છે કેટલું જોર,
હાંરે મળી ગયો એક હીરો, મદન થઈ જાય અધીરો;
દીક્ષીત આપે છે જ્ઞાન (૨) સ્હાય છે ભીડભંજન—હાંરે૰ ૧

હાંરે નાગર લગ્ન માટે વિચારે,
હાંરે એને મુકી દીધો ન્યાતબહારે;
હાંરે ફરી જાય તો દંડજ ભારે,
હાંરે સહીઓ કરીને કરાર, ઉભી કરી છે તકરાર;
એને કરોને ચેતન (૨) મોંઘો મળ્યો નર તન—હાંરે૰ ૨

હાંરે નરસી કંકોતરી લઈ સાથે,
હાંરે જાય દુવારીકા છે નાથે;
હાંરે ભજન કરવા માંડયો બે હાથે.
હાંરે પ્રભુ સંભારે છે વાત, હવે દીવસ રહ્યા સાત;
બધુ કરોને મંડાન (૨) હું પછીથી દઇશ દરશન—હાંરે૰ ૬

હાંરે જાદવ સાથ અક્રુરજી જાયે,
હાંરે બધી સામગ્રી તૈયાર થાયે;
હાંરે વરઘોડે બેસે છે જ્યાંયે,
બસે નાગરના જુવાન, બધા ફરી જાય મસ્તાન;
કુટે વાઘ ને હરણુ (૨) ચાલે અઢાર વરણુ—હાંરે૰ ૪

હાંરે નરસી મહેતા પ્રભુને સંભારે,
હાંરે વર વેવાઈ થઈને હારે;
હાંરે મારે ભજન કરવું છે ભારે,
તમે રાખો બંદોબસ્ત, પોલીસ ફરે થઇને મસ્ત;
પાણીના ફોડા ઝરણુ (૨) પીએ જે આવે શરણુ—હાંરે૦ ૫

હાંરે મદન મહેતાને પડી છે ફાળ,
હાંરે કરી નાખું હવે મારો કાળ;
હાંરે રાજા દીલાસો આપે નીહાલ,
તારા ઉઘડી ગયા ભાગ, સેવા કરવાનો છે લાગ;
જાનમાં છે ભગવાન (૨) પાંચ જણાને દરશન—હાંરે૦ ૬

હાંરે મદન દેવના તંબુએ જાયે,
હાંરે મારા વેવાઈ બતાવો કયાંયે;
હાંરે દેવ નોકર એમના થાયે,
નરસી રહ્યો પાછળ, દોક્ષીત ચાલે છે આગળ;
નરસી જોઈને વર્તન (૨) પ્રાર્થના કરી ગ્રહણ—હાંરે૦ ૭

હાંરે સારી રીતે થયો છે વિવાહ,
હાંરે સૌ નાગરો કરે વાહવાહ;
હાંરે ખાવા પીવામાં પ્રભુની ચાહ,
હાંરે કર જોડે કૃષ્ણદાસ, સૌની પુરો પ્રભુ આશ;
માતપિતાને ધન ધન (૨) ભકિત જ્ઞાન કીરતન—હાંરે૦ ૮

# કુંવર બેનના લગનનો ગરબો.

હાંરે નરસિંહ મહેતાની ભકિત સારી રે,
હાંરે પ્રભુ થયા કંસારા કંસારી રે—હાંરે નરસિંહ૦

હાંરે કુંવર બેનના લગન થાય,
હાંરે એને અગીઆર વરસ જાય;
હાંરે ન્યાત વાળા ઘણું હરખાય.
હાંરે એતો ભગત કહેવાયે છે ભારીરે—હાંરે ચોક ૧ લો.

હાંરે ઢેડવાડામાં ઢોલકા કુટે,
હાંરે એને લાજ શરમ મુકી ખુંટે;
હાંરે ધોલે દહાડે રૂપીઆ લુંટે.
હાંરે એની ન્યાત ગઇ હવે હારીરે—હારે૦ (૨ જો)

હાંરે ન્યાત તરફથી બ્રાહ્મણ સાદે,
હાંરે કોઇ કન્યા લેવા ના પાડે;
હાંરે વળે કરશું આવે કોઈ આડે.
હાંરે ન્યાત વાળાએ રાખી નહિ બારીરે—હાંરે૦ (૩ જો)

હાંરે માણેક મહેતી કરે કલપાંત,
હાંરે નરસિંહ મહેતા કહે થા શાંત;
હાંરે પ્રભુ વિતવા ન દે એક રાત.
હાંરે તું તો ભગતની થઈ છે નારીરે—હાંરે૦ (૪ થો)

હાંરે નરસિંહ પ્રભુની સ્તુતી કરે,
હાંરે મારી કુંવરના લગન ઠરે;
હાંરે વર વેવાઇના કારજ સરે.
હાંરે મારી ન્યાત થાયે સુખાકારીરે—હાંરે૦ (૫ મો)

હાંરે પ્રભુ નારદને ટેલીઓ બનાવે;
હાંરે કમળા કંસારી થઇ નચાવે;
હાંરે સોના રૂપાના ગાડા જોડાવે.
હાંરે દેશે દેશમાં ફેરવે ગાડી રે—હાંરે૦ (૬ ઠો)

હાંરે ઊના ઊંઝાવા ગામે જાયે,
હાંરે શ્રીરંગ મહેતા વેવાઇ થાયે;
હાંરે અડધી કીંમતે બેડા લેવાયે.
હાંરે હવે રાખજો આબરૂ અમારી રે—હાંરે૦ (૭ મો)

## —: ભાગ ૨ જો :—

હાંરે પ્રભુ ઇંદ્રિને જાનમાં જોડે,
હાંરે વર બેસે ઐરાવત ઘોડે;
હાંરે કાન કુંવર શોભે તોડે.
હાંરે એનો જાન થઇ ગઇ બહુ ભારો રે—હાંરે (૧ લો)

હાંરે અહીં વિશ્વકર્મા તો આવે,
હાંરે નાગર હરખે મંડપ રચાવે;

હાંરે જુવાનીઆઓ તોફાન મચાવે.
હાંરે કેમ નરસિંહને નાત બહાર કાઢી રે—હાંરે૦ ૨ જો

હાંરે બધા નાગરો જોઇ હરખાયા,
હાંરે જુવાન છોકરા ભગત પૂંઠે ધાયા;
હાંરે જણુસો લુગડાથી સૌને શણગાર્યાં.
હાંરે માણેક મહેતી બોલે લલકારીરે—હાંરે૦ (૩ જો)

હાંરે ઘર દીઠ સોના બેડા લીધા,
હાંરે તાંબા પીત્તળના લુંટાવી દીધા;
હાંરે વર - કન્યા પરણ્યા સીધા.
હાંરે સૌ ભકતના જય જય પોકારી રે—હાંરે (૪ થો)

હાંરે ભકિત પ્રભાવે સુધર્યા નાગર,
હાંરે જેવા સંપીને ખાય છે કાગર;
હાંરે અમે થઇએ એવા કીમીયાગર.
હાંરે કૃષ્ણ પાસે આવી છે આ વારી રે—હાંરે૦ (૫ મો)



# કુંવરબેનના સીમંતનો ગરબો.

બોલ્યા બોલ્યા દેવરાજ (૨) નારદ પ્રત્યે વચન;
સાંભળ સાંભળ તું આજ (૨) નરસીંહના જાયે વિઘન—ટેક

હાંરે સાતમા માસે થવાનું સીમંત,
હાંરે તારો બાપ છે બહુ ધનવંત;
હાંરે કુંવરબેનને પીડા જવલંત,

કેમ કરૂં હું તો આજ, હવે રહેશે નહિ લાજ;
નીશ્ચય પામું તો મરણ (૨) એમ કરે રે રૂદન—બોલ્યા૦ ૧

હાંરે કુંવરબેનને તેડે વડ સાસુ,
હાંરે એની આંખમાં સુકાય નહિ આંસુ;
હાંરે તારો બાપ મોસાળુ લાવે ખાસુ,

લખે વિગત એવી લાખ, જેમાં જાયે સૌની સાખ;
ઉપરથી લખે બે પહાણુ (૨) વિચાર કરે રે સુજાણ—બોલ્યા૦

હાંરે યાદી લઈને આવે પિતા ઘેર,
હાંરે કુંવર કહે પિતા કાળો કેર;
હાંરે તમે ભજનમાં માનો લીલાલ્હેર,

તમને જરા નથી દાઝ, મારૂં સુધરશે શું કાજ;
મારી સાસરી કઠન (૨) કેમ જશે રે દન—બોલ્યા૦ ૩

હાંરે પિતા કુંવરીને સમજાવે,
હાંરે જબ રઘુનાથની કૃપા આવે;
હાંરે ત્યારે ખડી ખડી કાન હલાવે,
રાખે બેટા જે વિશ્વાસ, પ્રભુ લે તેની તપાસ;
હમે હરિ કેરા જન (૨) યાદ કર થયા રે લગન—બોલ્યા૦ ૪

હાંરે ધમધમતું મોસાળુ આવે,
હાંરે સાથે છપન્ન કોટી લાવે;
હાંરે રાંડી રાંડ હોય તે ફાવે,
તું તો કરતી ના આક્રંદ, સદા માની લે આનંદ;
મારા કુળનું રતન (૨) સુખેથી જાની વતન—બોલ્યા૦ ૫

હાંરે એમ કહીને ઝાલી કીરતાલ,
હાંરે શબ્દ સુણીને આવે નંદલાલ;
હાંરે હુકમ હોય તે કહો તત્કાલ,
પુરી આવું હું મોસાળુ, આપુ લીલો પીલો સાળુ;
તમે કરોને ભજન (૨) હું કામથી રહું છું મગન—બોલ્યા૦

હાંરે બધા ગાંસડા જાદવ ઉંચકે,
હાંરે જોઈ જોઈ નાગરો ફટકે;
હાંરે કમળા કંસારો ચાલે લટકે,
જોવા આવે બબ્બે ગાવ, સૌને મળી જાય સરપાવ;
સાસુ જુવે છે કુંદન (૨) પથરા બે છોડી અગન—બોલ્યા૦

હાંરે કુંવરબેન ઘણું હરખાઇ,
હાંરે નણંદ મોઢું જુવે મરડાઈ;
હાંરે એને રત્નનું કાપડું પહેરાઇ,
"કૃષ્ણે" કીધા સૌના કામ, મુખે બોલે રામ રામ;
ભક્ત ચઢે છે જગન (૨) ભક્ત રાખે પરસન—બોલ્યા૦ ૮

---

## ગરબો—નરસિંહ મહેતાના વેવાઇને હરિ દર્શન.

હાંરે નરસિંહ મહેતાની ભકિત સારી રે
હાંરે શ્રીરંગ બદલીને મેળવ્યા મોરારી રે—ટેક૦

હાંરે એક વખત જુનાગઢ જાયે,
હાંરે ઢેડવામાં ઉઘરાણી થાયે;
હાંરે કામ પટવીને ન્યાતમા જાયે,
હાંરે પૈસાવાળાને દુઃખ બહુ ભારી રે—નરસિંહ૦ ૧

હાંરે કલ્યાણ શ્રીરંગને સમજાવે,
હાંરે તારા ધંધામાં આફત આવે;
હાંરે તારા વેવાઇને ખોટજ નાવે,
હાંરે વશ કર્યાં પ્રભુ બલીહારી રે—નરસિંહ૦ ૨

હાંરે પ્રભુ મળે એ માનતો નથી,
હાંરે જોગી સાધુઓ મરે છે મથી;

હાંરે કળી પાખંડ પુરાણે કથો,
હાંરે સૌના કહેવાથી અરજ ગુજારી રે—નરસિંહ૦ ૩

હાંરે નરસી વિવેકે કરે વિચાર,
હાંરે વેવાઈ પાળોને પહેલા આચાર;
હાંરે જેથી સુધરે આ સંસાર,
હાંરે દયા ક્ષમાથી આબરૂ બધારો રે—નરસિંહ૦ ૪

હાંરે નરસી વેવાઇને લઇને ચાલે,
હાંરે ગામે ગામ ભક્તને ઝાલે;
હાંરે ભજન કરાવી ભોજન આલે,
હાંરે એક માસમાં વેવાઇ ગયા હારી રે—નરસિંહ૦ ૫

હાંરે શ્રીરંગ ક્રોધ કરીને બોલે,
હાંરે જગમાં જોયો ન તારી તોલે;
હાંરે તું તો ભજન ભાવમાં ડોલે,
હાંરે બે ત્રણ હજારની મુદત ગઇ મારી રે—નરસિંહ૦ ૬

હાંરે નરસી પ્રભુને કરે કાલાવાલા,
હાંરે સઘ આવોને ઓ નંદલાલા;
હાંરે નહિ આવશો ઠાલામાલા,
હાંરે લીલા કરીને કરજો આભારી રે—નરસિંહ૦ ૭

## —: ભાગ ૨ જો :—

હાંરે જંગલ બીચ ગાયોને બનાવી,
હાંરે ગોવાળ રૂપે આવે છે. ચરાવી;
હાંરે ખાંધે કામળ ડાંગ ભરાવી,
હાંરે કરો દર્શન ને થાઓ સુખાકારી રે—નરસિંહ૦ ૧

હાંરે ભકત ભગવાન ભેળા થાયે,
હાંરે એક થોબડામાં ઘેંશજ ખાયે;
હાંરે શ્રીરંગ જોઈને એ ગભરાયે,
હાંરે પ્રભુ દર્શનનો નથી અધીકારી રે—નરસિંહ ૨

હાંરે થોડી વારમાં કોઈ ના મળે,
હાંરે શ્રીરંગ ઘેર જવા પાછા વળે;
હાંરે સીધા સટાક ચોરે જઈ ભળે,
હાંરે ખાધુ આહારનું એમ ફીટકારી રે—નરસિંહ ૩

હાંરે નીંદા ભકતની પ્રભુને ન ભાવો,
હાંરે પઠાણ રૂપે જઈ રોટલી ખવડાવી;
હાંરે શ્રીરંગ મહેતાને ઉંઘ નહિ આવી,
હાંરે પઠાણ ધમકાવે રહી નહિ બારી રે—નરસિંહ૦ ૪

હાંરે શ્રીરંગ સટાક ચોરે આવે,
હાંરે નરસિંહ પઠાણને મોકલાવે,

હાંરે ન્યાત વાળા નરસીંને બોલાવે,
હાંરે પઠાણ ફરીને થયાં ગીરધારી રે—નરસિંહ૦ ૫

હાંરે ન્યાત વાળાએ દરશન કીધા,
હાંરે નરસિંહ મહેતાએ વરદાન લીધા;
હારે શ્રીરંગ મહેતાના દહાડા થયા સીધા,
હાંરે જુના ખાતાને ફેરવે મોરારી રે—નરસિંહ૦ ૬

હાંરે શ્રીરંગ મહેતાને થયા દરશન,
હાંરે લક્ષ્મી ભકિત વાળાને પ્રસન્ન;
હાંરે ગુણ ગરબામાં ગાય કીરસન,
હાંરે એવા તરી ગયા ઘરબારી રે—નરસિંહ ૭

---

## નરસિંહ મહેતાની હુંડીનો ગરબો.

હાંરે નરસિંહ મહેતાની હુંડી સ્વીકારી રે,
હાંરે રૂપીઆ સાતસો પૂરે ગીરધારી રે;

હાંરે એક વખતે જાત્રાળુ ચાલ્યા,
હાંરે જુનાગઢ નાગરને ભાલ્યા;
હાંરે રાત રહી આનંદે મહાલ્યા,
હાંરે જોખમ મટાડો અરજ અમારી રે—નરસિંહ૦ ૧

હાંરે નાગર હુંડીની વાતને જાણી,
હાંરે માંહો માંહે મશ્કરી માણી;
હાંરે જાત્રાલુની પ્રત્યે કહે વાણી,
હાંરે નરસિંહ મહેતાની પેઢી ભારી રે—નરસિંહ૦ ૨

હાંરે કરૂણાશંકર ને કુબેર ભટ,
હાંરે નરસિંહ મહેતાના ઘેર ગયા ચટ;
હાંરે રૂપીઆ હુંડીના લોની ઝટ,
હાંરે ભકિત જોઈ થયા આનંદકારી રે—નરસિંહ૦ ૩

હાંરે નરસિંહ રૂપીઆ લેવા ના પાડે,
હાંરે જાત્રાલુ તો આવે છે આડે;
હાંરે તમો આશરે ઉમંગ વાઢે,
હાંરે રસ્તો વીકટ ને જોખમ કારી રે—નરસિંહ૦ ૪

હાંરે રૂપીઆ લઇને ભંડારો કરે,
હાંરે બ્રાહ્મણ દેખી કરીને ડરે;
હાંરે કેમ દ્વારીકામાં અર્થ સરે,
હાંરે લખે શામળને હુંડી વિચારી રે—નરસિંહ૦ ૫

હાંરે મેંતો સંતને જમાડી ભેટ,
હાંરે રૂપીઆ દેવામાં સમજો ન વેઠ;
હાંરે મેં તો ભર્યું નથી મારૂં પેટ.
હાંરે મારી સ્તુતી બ્રાહ્મણને ઉગારી રે—નરસિંહ૦ ૬

હાંરે બ્રાહ્મણ નાહી દર્શનથી પરવાર્યાં,
હાંરે આખી દ્વારકા શોધી વળયા;
હાંરે ગાળો દેય છે ઠગજ મળયા,
હાંરે ધોળે દહાડેજ ધાપ ને મારી રે—નરસિંહ૦ ૭

હાંરે કાને લેખણ શામળો આવે,
હાંરે રૂપીઆ સાતસો સુરતી લાવે;
હાંરે માંફી માંગે ને પ્રભુ કહાવે.
હાંરે નરસિંહ અન્નદાતા છું આભારો રે—નરસિંહ ૮

હાંરે ખુશો થઈ બ્રાહ્મણ પાછા ફરે,
હાંરે સટાક ચોરે જઇ સ્તુતી કરે;
હાંરે પગે લાગે નરસિંહથી તરે,
હાંરે કૃષ્ણ દર્શનથી જય જય પોકારી રે—નરસિંહ૦ ૯

## વીણાવેલીનો ગરબો.

હાંહાંરે કહું વીણાવેલીની કથાય,
હાંરે નરનારી સુખી થાય, દુઃખ દારીદ્ર સમાય—કહું૦

હાંહાંરે એક રાજાને સ્ત્રી મરી પહેલી,
હાંહાંરે જુનીની વીણા, નવીથી થઈ વેલી;
હાંરે નવી જોઈ જોઇ ખુશી થાય, તેમ તેમ વેલી ચઢતી જાય ૧

હાંહાંરે વીણા સાદાયમાં સદા રહેતી,
હાંહાંરે નવરાશ કાઢી પુસ્તકો વાંચી લેતી;
હાંરે પતિ રાજી કેમ થાય, કેમ આનંદમાં રહેવાય—કહું૦ ૨

હાંહાંરે વેલી ગુણકા જેવા વસ્ત્ર પહેરે,
હાંહાંરે માથાના વાળ પણ એવા સુધારે;
હાંરે વીણા સાચો કહે ઉપાય, ત્યારે વેલી ગુસ્સે થાય—કહું૦ ૩

હાંહાંરે એક દહાડો પિતાજી પુછે,
હાંહાંરે તમે આપ કર્મા બાપ શું છે;
હાંરે વેલી બાપકર્મી થાય, વીણા આપ થકી હરખાય--કહું૦ ૪

હાંહાંરે રાજકુમાર ગણી વેલી આપી,
હાંહાંરે વીણા કઠીઆરાને પરણાવી;
હાંરે વીણા મનમાં ખુશી થાય, પ્રભુ કેરા ગુણ ગાય—કહું૦ ૫

હાંહાંરે વેલી દુઃખ સાગરમાં ડુલી,
હાંહાંરે ગુણકાનું કામ કરીને ભુલી;
હાંરે મલેચ્છ ચાબક મારે જ્યાંય, તેમ તેમ વેલી સંગીત ગાય ૬

હાંહાંરે પતિ પરીક્ષાંઓ ઘણી લેતા,
હાંહાંરે વીણા ગુણ ગાય પતિવૃતા;
હાંરે આફ્ત સહન કરી છે જ્યાંય, ત્યારે સુખી દીન દેખાય ૭

હાંહાંરે બધો ભરમ ઉઘડયો ત્યારે,
હાંહાંરે વેલી સંસાર છોડે ત્યારે.
હાંરે પિતાને પસ્તાવો થાય, સુખનો વીણા કહે ઉપાય—કહું૦

હાંહાંરે પ્રથમ દુઃખ આવે છે ભારી,
હાંહાંરે સતી સહન કરે દીન પ્રસારી;
હાંરે પતિ સેવામાં ગુંથાય, રાતદિવસ ખુશી થાય—કહું૦ ૯

હાંહાંરે અંતે પ્રભુ દર્શન દુઃખ કાપે,
હાંહાંરે સુખ સંપત્તિ અખંડ આપે;
હાંરે કૃષ્ણ સતીના ગુણ ગાય, જેથી મોક્ષગતિ પમાય—કહું૦

## ઢેડવાડે ઓચ્છવનો ગરબો.

ઢેડવાડે ત્યાં ઓચ્છવ થાય, પ્રભુ ઢેડનું રૂપ લઈ જાય;
ઉરાંગ—ગીરનાર પાસે કુંડ, ન્હાવા જાય ભગત ઝુંડ,
ઢેડ લોકોની વધી મોટાઇ, ઢેડવાડે ત્યાં ઓચ્છવ થાય—ટેક

નાગર ઢેડને એવું ચઢાવે, નરસી સૌ સરખા મનાવે,
એને ઉંચ કે નીચ મન નથી, હરિ ભજે તે સરખા વતી;
ઉરાંગ—ગુણ ગોવિંદ કેરા ગાવ, હરિ ભજી સરખા થાવ,
પવિત્ર કરો તમારી કાય, ઢેડવાડે ત્યાં ઓચ્છવ થાય. ૧

દ્વારકો ઢેડ આવ્યો પરદેશી, પ્રભુ સમજાવે જે દ્વેષી,
નરસીને કહે તમે ત્યાં આવો, સારા સારા ભગતને લાવો;
ઉરાંગ—આંગણા રાખી પવિતર, તમે કરો ચરોતર,
ભજન ગાવાની જે તો બોલાય, ઢેડવાડે ત્યાં ઓચ્છવ થાય. ૨

નાગર અભીમાન પાસે આવે, માનબાઈને પુરી રખાવે,
એ તો મધરાતે પાણી લાવે, હર વખત સંગાથે જાવે;
ઉરાંગ—માનબાઈ બહુ પસ્તાય, ગુણ ગુરૂ કેરા ગાય,
રાતે નાગરો સૌ મલકાય, ઢેડવાડે ત્યાં ઓચ્છવ થાય. ૩

નરસી સાથન લાગી તાન, દ્વારકો ઢેડ કરે છે ગાન,
ભજન ઢોલ મંજીરાની ઝડી, પ્રભુ પાસની કુંચી જડી;
ઉરાંગ—મધરાતે માંગે પાણી, નરસી ઉચ્ચારે છે તાણી,
પ્રભુ માનબાઇ રૂપે પાણી પાય, ઢેડવાડે ત્યાં ઓચ્છવ થાય. ૪

નરસી તણું નોતરૂં કાપે, અભીમાન જમણુને આપે,
દ્વારકો નરસીને તેડી લાવે, જઇ નાગરને સમજાવે;
ઉરાંગ—નરસીને ન્યાતમાં લેજો, દંડ જોઇએ તે તો કહેજો,
એ તો ભક્ત ભલો કહેવાય, ઢેડવાડે ત્યાં ઓચ્છવ થાય. ૫

નાગર પટેલને બહુ રીસ, કહ્યું માન્યુ નહિ જુગદીશ,
દ્વારકો પગે હાથે ત્યાં લાગે, અભીમાનમાં કોઈ ન જાગે;
ઉરાંગ—નરસીને મુકી ખાવ, તમે કેવા લો છો લ્હાવ,
જ્યારે આખી ન્યાત વટલાય, ઢેડવાડે ત્યાં ઓચ્છવ થાય. ૬

નાગર વાડીમાં પતરાલા કાઢે, પીરસણુ માટે ઉમંગ વાઢે,
વચ્ચે વચ્ચે ઢેડ જણાય, હાડકા સાથે બધું વહેંચાય;
ઉરાંગ—શામલો દામલો ને માનીઓ, દેવલો વાલકોને કાનીઓ
લાલીઓ રેવલોને પુંજીયાભાઇ, ઢેડવાડે ત્યાં ઓચ્છવ થાય. ૭

માનબાઇ શીખામણ આપે, માની લીધી છે એના બાપે,
ભગત નરસીને તેડી લાવો, ગુણ એના હેતેથી ગાવો;
ઉરાંગ—નરસી આવી ઉભા જયાં, બધા અદ્રષ્ટ થયા ત્યાં,
દાસ કૃષ્ણને હરખ ન માય, ઢેડવાડે ત્યાં ઓચ્છવ થાય. ૮



# ભજન.

( રાગ—દે દરશન ભરપુર )

અજબ ખુમારી ચઢી, હાવે તો મુને અજબ ખુમારી ચઢી.
બાવન અક્ષર પુરાં ન જાણું, ભણ્યો હું અક્ષર અઢી—હાવે તો૦
પ્રેમ રસાયણ પીતાં પીતાં, અગમની ખબરૂં પડી ,,
મારગ મારગ જાતાં જાતાં, મળી ગઇ ગુરૂજીની મઢી ,,
ગુરૂજી તો ખેલે મુજ ગેડીદડે ભાઇ, હું તો ગુરૂજીની દડી ,,
સાગરરાજ ગુરૂ ગમ પાયો, ગડગડી નોબત બડી ,,

# શંકર સ્તુતિ.

( રાગ—અબ તો મેરે શ્યામસુંદર )

મેરી બીનતી પર શંભુ, ધ્યાન જમાય દે;
સો રહી હું ભોલીભાલી, ઠોકર લગાય દે—મેરી૦

તેરે ફીરાકમેં ઔર રંજોગમમેં મે તો;
ભૂલી ભટકતી કો શાન બતાય દે—મેરી૦

સંસાર સુપનેમેં અંખીયાં હે ઘેરી મેરી;
ઉસ અંખીયાંકો તેરી, ઝાંખી કરાય દે—મેરી૦

મૈને સુના કે તુમ તો, કામદહન હો;
તો ફીર મેરી કામનાકો, કયોં ના જલાય દે—મેરી૦

શીવાનંદકી સંગતમે, બની મૈં તો લ્હેરી;
તુમ્હારે ભકતોંકા ડંકા, જહાંમે બજાય દે—મેરી૦

---

( રાગ—છોટીબડી સૂઈયાં રે )

મોહન મોરલીવાલા રે, અવસરીએ વહેલાં આવજો,
તમે નંદાજીના લાલા રે, અવસરીએ વહેલાં આવજો;

સુદામાને તમે ધનજ આપ્યું, (આ) ધનજ આપ્યું;
તેનું દુઃખ કાપ્યું રે (એવું) બીરદ તમારૂં સ્થાપ્યું રે—અવસરીયે૦

લાખાભુવનમાં જ્યારે પાંડવને પુરીયાં (આ) પાંડવને પુરીયાં;
બળતાં ઉગાર્યાં રે - ભક્તવત્સલ કહેવાયાં રે—અવસરીયે૦

ગજને ગ્રાહ જ્યારે લડતાં'તાં જળમાં (આ) લડતાં'તાં જળમાં;
ત્યાં ગ્રાહ વધ્યો બળમાં - પોકાર્યાં તમને પળમાં,
બચાવ્યો કેવી કળમાં રે—અવસરીયે વહેલા આવજો.

સાચા રે સ્વામી શિવાનંદ મળીયા, સૌ સંશય ટળીયા;
સૌ ભકતોને ઉગાર્યા રે—અવસરીયે વહેલા આવજો.

---

( રાગ—મેરે મૌલા )

તેરી યાદી હરદમ દમ આયા કરે,
તેરી યાદી વિપળ પળ આયા કરે.

વિભુ તું વ્યોમ વાયુ, વારિ ભૂમિ તેજ શશી,
વદંતિ વેદનેતિ તત્વમસી તત્વમસી;
ઐસે શબ્દો શ્રુતિજી સુનાયા કરેં—તેરી૦

પિયુ તું નિર્વિકાર નિરાકાર, સર્વવ્યાપી,
સદા મેં હું વિકાર, મૂર્તિમંત અલ્પ વ્યાપી;
તદપિ ભક્તિસેં યોગ મીલાયા કરેં—તેરી૦

અહા! તું દૂર આસમાંમેં, સૂરજ હોકે ચઢા,
અહા! મેં મૃત્યુભૂમિમેં, કમળ હો કરકે પડા;
તદપિ સૂરતાસેં ધ્યાન લગાયા કરેં—તેરી૦

અજી તેરે મીલનસેં પ્રભુ, દીલ મેરા કલપાતા હેં,
અજી તેરે બીનાયે મેરા, દમ નીકલકે જાતા હે;
ઉસ્સેં અમીશ્વર ધ્યાન લગાયા કરેં—તેરી૦



( રાગ—સુન લો જસોદા મૈયા )

દશરથજીકે દુલારે, ઐસે મેરે રમૈયા;
સીતાકે પ્રાણ પ્યારે, સુંદર મેરે રમૈયા.—દશરથ૦

કૌશલ્યાજી કે જાયે, અજોધ્યા વાસી કહાયે;
સબકે દીલોમેં ભાયે, ઓ પ્રીયતમ રમૈયા.—દશરથ૦

આજ્ઞા પિતાને કીની, રાજધાની છોડ દીની;
જંગલકી રાહ લીની, આજ્ઞાંકીત રમૈયા.—દશરથ૦

પત્થરકી જો થી શલ્યા, તુમને બનાદી અહલ્યા;
વાહ વાહ ભરતકે ભૈયા, ઓદ્ધારક રમૈયા.—દશરથ૦

સીતાજીકે સ્વયંવર મેં, પહોંચ કે રઘુબર;
તોડા ધનુષ્ય ઉઠા કર, બળવાન ઓ રમૈયા.—દશરથ૦

વાનર ભી નામ લેકર, જબ ડાલતેથે પત્થર;
તીરને લગે ઓ જળપર, નામી મેરા રમૈયા.—દશરથ૦

રાવણકીથી કુદષ્ટી, ઉસકી ઉડાદી સુસ્તી;
મીટાઇ ઉસકી હસ્તી, બહાદુર ઓ રમૈયા—દશરથ૦

કોઇ કહે રમૈયા, કોઇ કહે કનૈયા;
લહેરી કહે સબૈયા, રમેઇતી રમૈયા.—દશરથ૦

---

( રાગ—જીવન હે સંગ્રામ )

નીશદીન ભજ ૐકાર, બન્દે નીશદીન ભજ ૐકાર (૨)

સર્વોત્તમ યહ નામ ઇશકા, નાશત સકલ બીકાર બન્દે
નાશત સકલ બીકાર—નીશદીન૦

બીન ૐકાર ભજે ગતી નાહી, નહિ કતહુ નીસ્તાર બન્દે
નહિ કતહુ નીસ્તાર—નીશદીન૦

પલ ક્ષણુ હું બીતે ન નીરથક, ભજ ૐ હરબાર બન્દે
ભજ ૐ હરબાર—નીશદીન૦

ૐ અમ્રતરસ ચાખો કુરસ તજ, ધીર બચન લે ધાર બન્દે
ધીર બચન લે ધાર—નીશદીન૦

---

( રાગ—પ્રભુ તને પ્રસન્ન તે કેમ થાયે )

નાથ મુજ કૃતિમાં બહુ ખામી, દૃષ્ટિ ના કરશો એ સામી—નાથ૦

ખરા દીલથી કરૂં પરીશ્રમ, ભરવાને મુજ પેટ;
આપના કામ વિષે હું કરતો, માથા ઉતાર વેઠ—નાથ૦

મારે ઉત્તમ વસ્ત્રો જોઈએ, પડે ન એમાં ખામી;
આપના પૂજનમાં વસ્ત્રાર્થે, નાડાછડી દદામી—નાથ૦

મુજ સુખ કાજે રાતદિવસ, હું શ્રમને કરૂં અતિશે;
આપને કાજે બ્રાહ્મણુ દ્વારા, પુજન મહં કરીષ્યે—નાથ૦

મુજ ભોગાર્થે વાપરતાં ધન, વસ્તુ ગણું નકામી;
આપને કાજે ધનને બદલે, જલં સમર્પયામી—નાથ૦

હું પકવાન્ન જમું, તમને ખારેક મુકું હું હરામી;
આંખ મીચીવળી કરૂં હું મિથ્યા, નૈવેદ્યં નિવેદયામી—નાથ૦

ભાવભક્તિ હિણુ ક્રિયા કરૂં, વળી તોપણ કહું હું આખર;
આ મારી સત્ ક્રીયા વડે, હું પર પ્રસીદ પરમેશ્વર—નાથ૦

વિપરીત કરણીની ફળ પ્રાપ્તિ, જાણું જે યોગે વરણી;
જાણો તમે શું સત્ ફળ દેશે, આ મુજ વિપરીત કરણી—નાથ૦

મોટા છો પ્રભુ નીભાવી લેજો, લીધું આપનું શરણું;
તારો લેજો અંકે ધારી, જેમ તારે નદી તરણું—નાથ૦

---

( રાગ—દેસ હરિ ભજન કરોને નરનારીયાં રે )

અમે તો અણજાણ્યાં એકલડાં, પ્રભુ સંસારમાં રે,
હવે તમ સાથ કરો બેકલડાં, આ અવતારમાં રે;

સાર અસાર ન કાંઇ સમજીએ, બુદ્ધિહીણ છઇએ સહુ હજીયે,
ભેદ ન લહીયે શુલી કે કંસારમાં રે—અમે તો૦

સત્ય અસત્ય ન પરખી લઇએ, વિવેક દૃષ્ટિ હજુ નવ ગ્રહીયે;
અમે તો વહીયે અંધ તણી લંગારમાં રે—અમે તો૦

ઉતારૂ અણુજાણ્યાં અમે હોઇ, યોગ્ય ધર્મશાળા પ્રભુ કોઇ;
જડતી નથી અમને, આ જગ વિસ્તારમાં રે—અમે તો૦

અમ ચિંતા લેજો તમ માથે, સંસારે રહીને અમ સાથે;
રક્ષણ અમારૂં કરજો, જગદ્ વિહારમાં રે—અમે તો૦

દુઃખીના બેલી રૂપ જાણી, કહીયે નાક લીટી પ્રભુ તાણી;
સ્થાપો અમને, સાચાં સુખ ભંડારમાં રે—અમે તો૦

---

( રાગ—હરિ વેણુ વાય છે )

રામધૂન લાગી રે હો મનમાં,
કૃષ્ણધૂન લાગી રે મારા તનમાં;
રામધૂન લાગી, ગોપાલ ધૂન લાગી,
ગોપાલધૂન લાગી, ગોવિંદ ધૂન લાગી—રામ૦

કૃષ્ણ ધૂન લાગી, ભ્રમણાઓ એની ભાગી;
ભ્રમણાઓ એની ભાગી, વૃત્તિઓ એની જાગી,
વૃત્તિઓ એની જાગી, ઓમકાર ધૂન લાગી,
ઓમકાર ધૂન લાગી, શિવોહં ધૂન જાગી—રામ૦

---

( તમે ભાવે ભજો ભગવાન રે—રાગ )

સકલ જન કલ્યાણ ભંડાર રે—શંકર નામ છે.
કલીપાપ તૃણના અંગાર રે —કૃષ્ણ નામ છે.
સૌ પાવન જગતમાં શ્રેય રે ,,
પરમ પદને પંથે પાથેય રે ,,
કવિવર વાણીનો વિશ્રામ રે ,,
સંત જીવન કેરૂ સુખધામ રે ,,
કહે કૃષ્ણ કરો વિચાર રે —શંકર નામ છે.
સ્મરણ માત્રથી તરે નરનાર રે ,,

---

( બોલ મા, બોલ મા—એ રાગ )

આદરી આદરી આદરી અમે એવી ભક્તિને આદરો,
ભકિતને વશ એ વહાલોજ થાય છે,
જેને નેમાની છાપી છાપરી (૩)—અમે૦
ઝેર હળાહળ મીરાંના પીધાં,
જેને કસોટી કરી આકરી (૩)—અમે૦
શ્રાધ્ધ સરાવ્યાં ને દર્શન દીધાં,
હુંડીના રૂપીઆ વાપરી (૩)—અમે૦
શુકદેવજી કહે છે રાજા પરીક્ષીત,
ભાગવત શ્રવણથી જા તરી (૩)—અમે૦
કૃષ્ણ કહે છે હરિનો મારગ,
જીવતા જીવત જા મરી (૩)—અમે૦

हरिः ॐ तत्सत्

આ પુસ્તક સજ્જન હરિ ભકતોની ઇચ્છાથી
છપાવવામાં આવ્યું છે તેમાં ભકતોએ
નીચે મુજબ ભેટની રકમ
અગાઉથી ભરી છે.

૨૦) જયાગોરી કૃષ્ણદાસ. ભરૂચ

૧૦) મગનલાલ, કાન્તિલાલ તા. નાથુભાઇ, અમદાવાદ

૫) ચીમનલાલ ચુનીલાલ બંધારા, ભરૂચ

૫) ગુમાનભાઇ નાથુસિંહજી, પાંજરોલી

૫) કુબેરદાસ ઝવેરચંદ, બડોલી ( સ્ટેટ ઇડર )

૫) પારવતીબેન ,,

બાકીની ખુટતી રકમ શામળભાઇ બેચરભાઇ તથા ડાહ્યાભાઈ પુંજાભાઇ તરફથી મળી છે.